શ્રી ગણેશાયનમઃ

# હોથલ પદમણી

## નાટકનાં ગાયનો.

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર.

**વીઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા,**

શ્રી વિજય ગૌતમ નાટક સમાજના માલીક.

ઠે. બંદરરોડ પારસી થીએટર. કરાંચી.



ધી માર્તંડ મુદ્રાલય પ્રેસમાં પંડ્યા ભીખાભાઈ છગનલાલે
છાપ્યા. ઠે. રતનપોળમાં મરચીપોળ—અમદાવાદ.

આવૃત્તી ૫ મી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

કીંમત ૦-૨-૦

## નામદાર મુંબઈ સરકારની

[illegible]રેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી **બાદશાહી યાકુતી અનંગ વિલાસ**ની ગોળીઓ એનાલાઈઝ કરીને તેમાં કોઈપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને ઈંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબલા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર. આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા ૧૦)

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે; અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આંઉસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ-કાઠીયાવાડ.

### શ્રી સતી ભકત

# હોથલ પદમણી નાટકનો ટુંકસાર.

## પ્રારંભમાં મંગળાચરણ

પ્ર. ૧ લો—ઇંદ્ર લોકમાં (સુનયના દેવાંગના) હોથલ–પદમણીનાં જ્ઞાન કથન, ઇંદ્રરાજનાં આશીષ વચન, મનુષ્ય લોકમાં વાસ કરી મોક્ષાધિકારી થવા માટે સતી ભકત હોથલ દેવીને ઇંદ્ર લોકથી વિદાયગીરી, દેવાંગનાઓની પ્રેમ ભક્તિ.

પ્ર. ૨ જો—સરસ્વતી કીનારે શીવાલયમા સેવા કરતાં સાંગલસિંહ તથા સત્યવતીને પુત્ર રત્ન હોથલ દેવીની પ્રાપ્તિ, આકાશ વાટેથી દેવી હોથલનું મનુષ્ય લોકમાં આગમન, હાકમસિંહની હુંશીયારી, દેવી હોથલનો ચમત્કાર.

પ્ર. ૩ જો—કચ્છમાં કેરાકોટની કામાંધ પટરાણી હાંસીની ઓઢા પ્રત્યે પ્રેમ માગણી, નીતી બહાદુર ઓઢા તરફથી તરફથી તીરસ્કાર ઓઢાજીનાં લગ્નની તૈયારી.

પ્ર. ૪ થો—કંથકોટમાં ઇચ્છાકુંવરની સખી ટબીનો પ્રપંચ, લગ્નની ખુશાલી.

પ્ર. ૫ મો—કંથકોટમાં ઓઢાજી સાથે ઇચ્છાકુંવરનાં લગ્ન, ટાચકા સાથે ટબીનાં લગ્ન, આનંદોત્સવ.

પ્ર ૬ ઠો—જંગલમાં શીકારે નીકળેલ હાકમસિંહને દેવી હોથલ તરફથી મળતો જીવ–દયાનો ઉપદેશ, હોથલનું તરફ નગ્ર જવું બાદ બાંભણીયાં બાદશાહના ક્રુર સરદાર કલ્લુખાનના પંજામાંથી હીરા કુવરનો છુટકારો, હાકમસિંહની બહાદુરી, હાકમ હીરાનું પ્રેમબંધન.

પ્ર. ૭ મો—કેરાકોટમા હાસી રાણીના રાજ મહેલમાં વરઘોડીયાનું પગે લાગવા આવવું, પ્રપંચી દાસી ટબીના પ્રપંચથી ભોળવાઈ ઇચ્છાકુંવરનું ઓઢાને રૂપ બદલાવવાના વ્હેમમાં નાખી ચાલ્યાં જવું, કામાંધ રાણી હાંસીની બીજીવાર પ્રેમ માગણી, નીતી બહાદુર ઓઢાજી તરફથી ફરી મળતો તીરસ્કાર, કામાંધ રાણીનાં કાવતરાં, જામહોથીજીનું ભોળપણું, ઓઢાને મળતો ૧૨ વર્ષનો દેશવટો.

**પ્ર. ૮ મો**—જામ હોથીજીના હજુરી ટાચકા તથા ભોજા ભાટની કાબરાના કબાલા વિષે થતી તકરાર.

**પ્ર. ૯ મો**—ઓઢાજીના મહેલમાં ઈચ્છાકુંવરના વેશમાં પ્રપંચી ટબીના પાપનો પ્રકાશ, ટાચકા ટબીની તકરાર, ઓઢાની ઉદારતા, અંતે નાતનું નાતમાં.

**પ્ર. ૧૦ મો**—રાજ બાગમાં પ્રપંચી ટબીના કહેવાથી વ્રત ધારી રહેલા ઈચ્છાકુંવરને ઓઢાજીનો મેળાપ, ત્યાં હાંસી રાણીની દાસી મારફત પુનઃ પ્રેમ માગણી ઓઢાજી તરફથી અનાદર, ઇચ્છા સાથે ઓઢાજીનું દેશ પાર થવું, દાસ વર્ગની પ્રેમ લાગણી.

**પ્ર. ૧૧ મો**—જંગલમાં હીરાકુંવરની શોધમાં નીકળેલ પાટણપતિ વાઘેલાને હીરા તથા હાકમનો મેળાપ, ત્યાં છુપાએલ ક્રુર કલુબાનની દગા ભરી અચાનક ઓઢાજીની બહાદુરી, મામા ભાણેજના મેલાપ.

## અંક પહેલો સમાપ્ત.



## અંક બીજો.

**પ્ર. ૧ લો**—ટાચકાને ઘેર પ્રપંચી ટબીના કાલાવાલા, શહેરચર્ચા જોવા નીકળેલ હોથીજીનું ટબીકા રૂપમાં લોભાવું, રાજમહેલમાં રહેવાનો હુકમ, ટાચકાને સેનાપતિની જગ્યા, ભોજા ભાટના કાબરાનો પ્રથમ કબાલો.

**પ્ર. ૨ જો**—પાટણમાં હાકમ હીરાના લગ્ન પ્રસંગે ભરાએલી રાજસભા દેવી હોથલ સાથે હાકમ તથા હીરાની સાંગલપુર જવા તૈયારી ઓઢાજી તથા દેવી હોથલની પ્રેમ દ્રષ્ટિ કચ્છમાંથી હાંસી રાણીનો પ્રપંચ પત્ર આવવાથી ઓઢાજી તથા ઇચ્છાનો વીસના રાણી તરફથી અનાદર વીસળ દેવની ઉદારતા, વીસના રાણીનું રીસ કરી કચ્છમાં બ્હેન હાસી રાણી પાસે ચાલ્યા જવું, આંભાગીયા બાદશાહ સાથે લડાઈ ખબર સાંભળી લડાઈની તૈયારી.

**પ્ર. ૩ જો**—સાંગલપુર દરબારમાં દેવી હોથલના હાથે હાકમસિંહને થતો રાજ્યાભિષેક, દેવલોક થયલા પિતા સાંગલસિંહ પાસે કરેલી પ્રતિજ્ઞા પાળવા હોથલ દેવીનું બાંભણીયા શાહ સાથે યુદ્ધ કરવા જવું, તાજપોષીની ખુશાલીમાં નાચરંગ.

**પ્ર. ૪ થો**—જંગલમાં ઇચ્છાકુંવરને ગુપ્ત રાખી ઓઢાજીનું મામા વિશળદેવની મદદે જવું, અચાનક એકલમલ (દેવી હોથલ)નો મેળાપ પરસ્પર થતી મિત્રતા એકલમલના રૂપની શંકા. પ્રેમોદ્ગાર એકલમલ (હોથલ) નો ચમત્કાર.

**પ્ર. ૫ મો**—ઓઢાજી તથા એકલમલની બહાદુરી, ક્રુર કલ્લુખાનનું મૃત્યુ, લડાઈ સમાધાન મહમદખાનની મશ્કરી ઓઢાજીની ઉદારતા, દેવી હોથલનું જુદા પડવું, ઓઢાની શંકાનું સમાધાન પદમણીનાં પગલાંની નીશાની જાણી ઓઢાજીનું દેવી હોથલની શોધમાં જવું.

**પ્ર. ૬ ઠો**—ઓઢાના વિયોગમાં અકળાતી ઇચ્છાને વીશળદેવનો મેલાપ પાટણ જવા આગ્રહ, સતિ ધર્મની દ્રઢતા, વિશળદેવનું વાસના રાણીને મનાવવા તથા હાંસી રાણીના પ્રપંચની પરીક્ષા કરવા કચ્છમાં જવું, ઇચ્છાકુંવરનું ઓઢાજીની શોધમાં જવું.

**પ્ર. ૭ મો**—ચકાસર તળાવમાં સ્નાન કરતી સુંદર હોથલ પદમણીના ઓઢાજીને દર્શન, જંગલમાં મંગલ, પરસ્પર પ્રેમી લગ્ન પ્રેમની બલીહારી.

**પ્ર. ૮ મો**—કેરાકોટમાં હાંસીના મહેલમાં મોટી બહેન વાસના રાણીનું મેમાન બની આવવું. પ્રેમાંધ હોથીજી તરફથી હાંસીરાણીનું મેમાન વાસના રાણીનું અપમાન ટબીરાણીનું માન.

**પ્ર. ૯ મો**—ચોટીલો ડુંગર, હોથલ દેવીનો સુંદર આશ્રમ, બાકું વર જેસલ જખરાને ઝુલામાં ઝુલાવવાનો દમ્પતીનો થતો આનંદ ઇંદ્રલોક જોવાની ઓઢાજીની ઇચ્છા હોથલ દેવીનો ચમત્કાર સ્થળનું બદલાવું, ઓઢાજીની શોધમાં નીકળેલ ઇચ્છાકુંવરનું જેસલ જખરાને જોઈ પોતાના જાણી સાથે

લઈ ચાલ્યા જવું ઇંદ્રલોકમાં ઓઢાજી તથા હોથલદેવીના ધર્મનાં વખાણ, પુનઃસ્થળનું બદલાવું, બાળકુંવરો શોધમાં બંનેનું જવું.

## અંક બીજો સમાપ્ત.

---

## અંક ત્રીજો.

**પ્ર. ૧ લો**—જામ હોથીજીના નીચ હજુરી ટાચકાની હલકાઈ.

**પ્ર. ૨ જો**—જયપુરના કીલ્લા બહાર પ્રજાને પીડા કરતો ભયંકર વાઘ, દેવી હોથલના બહાદુર કુમાર જેસલ જખરાને હાથે વાઘનું મૃત્યુ કદરદાન જયરાજ રાજાની ઉદારતા, બહાદુરીનો બદલો, જેસલ સાથે ચંદ્રાકુમારી, જખરા સાથે વૃંદાકુમારીના લગ્નની તૈયારી, જેસલ તથા જખરો કુમ્દર જયરાજ રાજાને ત્યાં રાખી સતી ઇચ્છાનું ઓઢાજીની શોધના જવુ.

**પ્ર. ૩ જો**—આબુજીની તલાટીમાં પતિ તથા પુત્રના વિયોગે રીબાતા કલિયુગ અધર્મથી કચવાતા સતી દેવી હોથલને શ્રી હરિના દર્શન, આકાશવાણીથી મળતી વચનસીદ્ધી, ઓઢાજીને સતી પ્રતાપે હરિદર્શન અચાનક ઈચ્છાકુંવરનો મેળાપ સર્વેનું જયપુર જવું.

**પ્ર. ૪ થો**—જેસલ, ચંદ્રા તથા જખરો, વૃંદાના લગ્નના આનંદ રીશામણાં, મનામણા, પ્રેમી જોડાંના પ્રેમ વિનોદ, ઓઢા હોથલને બાળકોનો મેળાપ, ૧૨ વર્ષના દેશવટો પુરો થતાં સહકુટુંબ ઓઢાજીનું કચ્છ પ્રયાણ.

**પ્ર. ૫ મો**—નીચ હજુરી ટાચકાની બીજી વાર ફજેતી, ભોજાભાટના કાબરા બેલને બીજો કબાલો, ઓઢાજીના કુટુંબનો ભોજાભાટને ત્યાં ઉતારો, ઓઢાજીનુ મોટાભાઇને મળવા જવું. દેવી હોથલને ગમ રહેવા ઓઢાજીનું વચન પ્રેમી જોડાનું પ્રેમકથન.

**પ્ર. ૬ ઠો**—દાસીરાણીના સ્વપ્નાનો બકવાદ, પાપનો પ્રકાશ, જામ હોથીજી તથા વાસનારાણીની રીસ, નિર્દોષ ભાઇને પ્રપંચથી કલંકીત બનાવનાર દાસીરાણીને જામ હોથીજી તરફથી મળતી કેદ છુપા વેશમાં રાજા વિશળદેવ વાસના રાણીની રીસનો ત્યાગ, રાજા રાણીનો અનુરાગ.

પ્ર. ૭ મો—નીચ ટગી તથા ટાચકાનાં કાવતરાં, ચતુર વીશલદેવને હાથે થતો જામ હોથીજીનો બચાવ, પાપી જમાદાર તથા ટગીનું મૃત્યુ, ટાચકાને વીચીત્ર શિક્ષા, પાપીઓને મળતાં પાપનાં ફળ, જામ હોથીનો પસ્તાવો, બહાદુર ઓઢાનું નીર્દોષપણું જાહેરમાં, ઉદાર ઓઢાજી તરફથી હાંસી રાણીને કેદમાંથી છુટકારો. અપકારી પર ઉપકાર, કુમારોને પોતાનું નામ પુછતાં જામ હોથીજી તથા હાંસીનું અપમાન, ભલા ભાઈ ઉપર હાંસીરાણીનાં પ્રપંચથી બીજીવાર નવી શંકા, જામ હોથીજી ઓઢાજીના રાણી (હોથલ દેવી) નું નામ જાણવાનું કામ દીવાનને સોપેછે.

પ્ર. ૮ મો—દીવાનને ઘેર દીવાનની સ્ત્રી યુક્તિથી ઓઢાજી મારફત હોથલદેવીનું નામ જાણી જાહેર કરે છે, ચમત્કારી દેવી હોથલના દર્શન કરવાની ગોઠવણ.

પ્ર. ૯ મો—ઓઢાજીના મહેલમાં હોથલદેવીનાં દર્શન માટે સહુ આવેછે, ઓઢાજીએ દીવાનને ઘેર ભુલમાં વચન ભંગ કરી હોથલ દેવીને જાહેર કર્યા તેથી હોથલ દેવીને થતી રીસ, પુત્રવધુ ચંદા તથા વૃંદાની માગણીથી તમારા લગ્ન જેવી ધામધુમ રચાશે ત્યારે પોંખવા આવીશ અને માગશો તે આપીશ, એમ કહી હોથલ દેવીનું ચાલ્યા જવું, ઓઢાજીને થતો પશ્ચાતાપ, પ્રેમદાનો પત્ર, પુત્રવધુઓનાં ધીરજનાં વચન, ઓઢાને થતી ખુશાલી, લગ્ન જેવી ધામધુમની તઈયારી, પ્રેમી જોડાનાં પ્રેમોદ્દગાર.

પ્ર. ૧૦ મો—કેરાકોટના રાજભુવનમાં જેસલ ચંદા તથા જખરો વૃંદાના લગ્નની ખુશાલી, પુત્રવધુઓને પોખવાનું વચન પાળવા માટે દેવી હોથલનું આવવું, ગુપ્ત દર્શન, પ્રગટ દર્શન, જીંદગી પર્યંત સાથે રહેવાની પુત્ર વધુઓની પ્રેમ માગણીનો સ્વીકાર, ઓઢાજી તથા સર્વને થતો આનંદ, દેવી હોથલનાં સર્વને આશીર્ષ વચન, ભક્ત ઓઢાજીની માગણીથી અને બીજા સુધર્મનાં ઉત્તમ ફળ, સતી ભક્તિ વિજયના ધ્વની સાથે પ્રયોગનું સમાપ્ત થવું.

## અંક ત્રીજો સમાપ્ત.

## ૐ શાન્તિ ॥ ૐ શાન્તિ ॥

# હોથલ પદમણી નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

ઇંદ્ર—દેવધાનીનો રાજા.

જામહોથીજી—પ્રસિદ્ધ કચ્છ દેશમાં કેરાકોટનો રાજા.

જામઓઢાજી—તેનો નાનો ભાઇ.

જેસલ } જામ ઓઢાજીના કુંવરો
જખરો }

વીશળદેવ—સીદ્ધપુર પાટણનો રાજા જામઓઢાજીનો મામો.

સાંગલસિંહ—પાટણથી વીશકોશપર આવેલા સાંગલપુરનો રાજા.

હાકમસિંહ—સાંગલસિંહનો કુંવર સતી હોથલનો ભાઈ.

અજમલ—કચ્છમાં કંથકોટનો રાજા ઓઢાજીનો સસરો.

કતલુખાન—અહમદનગર ( અમદાવાદ )ના બાભણીયાશાહનો સરદાર.

જયરાજ—જયપુરનો રાજા.

વિજયસિંહ—તેનો નાનો ભાઇ.

ટાચકો—જામહોથીજીનો નીચ હજુરી.

ભોજો—જામહોથીજીનો નીમકહલાલ બારોટ.

કાલુખાં—જામ હોથીજીનો નીચ જમાદાર.



## સ્ત્રી પાત્રો.

**હોથલ પદ્મણી**—જામઓઢાજીની ધર્મપત્ની દેવાંગના અવતાર

**રંભા**
**ઉર્વશી** } ઇંદ્રની અપ્સરાઓ.
**મેનકા**

**સત્યવતી**—સાંગણસિંહની રાણી, સતી હોથલની માતા.

**હાંસીરાણી**—જામહોથીજીની રાણી.

**ઇચ્છાકુંવર**—જામઓઢાજીની ધર્મપત્ની, રાજા અજમલની કુંવરી.

**હીરાકુંવર**—હાકમસિંહની ધર્મપત્ની વીશળદેવની કુંવરી.

**વાસના**—વીશળદેવની રાણી હીરાકુંવરની માતા.

**ચંદા** } જયરાજની કુંવરી જેસલ કુમારની પત્ની.
**વૃંદા** } વિજયસિંહની કુંવરી જખરા કુમારની પત્ની.

**ટબી**—ઇચ્છાકુંવરની સખી ટાચકાની પ્રપંચી સ્ત્રી.

શિવાય ત્રીદેવ. સુર્ય, દેવસભા, દરબાર, વારાંગનાઓ દાસદાસીઓ, સાધુ. બ્રાહ્મણો વિગેરે વિગેરે.



શ્રી ગણેશાયનમઃ

શ્રી સતી ભક્ત

# હોથલ પદમણી નાટકનાં

## ગાયનો

અંક ૧ લો.

અપ્સરાઓ— મંગલાચરણ.

રસીક રામ કૃષ્ણ ગોવિંદ ગીરધારી,
લીલા વિસ્તરિ ઘટઘટ બહુ નામી ભારી
સુખકારી દુઃખહરી, પ્યારી, સારી, ન્યારી...રસીક.
જે જહાનમાં સુકામ કરતા
પ્રેમથી તમારૂં ધ્યાન ધરતા,
સત્યધામ સુખ ઠામ ઠરતા;
સેવક ભાણુ ચહે કલ્યાણ, દુનિયા સઘળી હેજે તારી,
અર્જ પ્યારી સ્વીકારી, શ્રીધારી..............રસીક.

હોથલપદમણી— ૨

તનમાં મનમાં ધુન તારી લાગી સારી હાં,
ધીંગા ધણી શ્રીધારી સુંદર..................તનમાં
સતી અને સતીયા થઇ નારી નર,
પ્રભુ તુજ સેવા પામો સુખકર.
દિન દાસી તણી જાણી આ............મીઠી વાણી.
આશા પુરી કરજો પ્યારી હાં.............તનમાં.

હોથલ— ૩

નથી અમર કંઇ નાથ અંતમાં પ્રલય સાથ સઉ મળવાનું
લુણ પાણીમાં ગળે તેમ સૌ સત્ય તત્વમાં ભળવાનું
ત્રણુ કાળ જગ મીથ્યા તોયે ભ્રમ ન દુર કોઇ• કરવાનું,
લાલચમાં લપટાઇ જીવને........લાખ ચોરાશી ફરવાનું
સાધન ભક્તિ નાવ ભલું છે સંસૃતી સાગર તરવાનું...ટેક

અપ્સરાઓ— ૪

શ્રીકમળા વર સાથે વરીએ, તનમનધન સઉ અર્પણ કરીએ
રસના દીધી ગુણુ ગ.વા, ચરણો તીરથમાં જાવા,
હાથ શુભ દાનો કરવા, આંખ દર્શનથી ઠરવા
એ જાણી શાણી જનમ સફલ કરીએ,
વ્હેલાં જનમ સફલ કરીએ,........ ....... .. .....શ્રી

સાંગલસિંહ-સત્યવતી

હાકમસિંહ-જુવાનસિંહ

જોરાવરસિંહ-હોથલ ૫

દેવના દેવ મહાદેવ ઉમીયા વરા,
શરણુમાં શંકરા, રાખજો ઇશ્વરા.
દેવી હોથલ મળી, શુદ્ધ સેવા ફળી,
છો સદા સુખકર, પરમેશ્વરા.

હાંસીરાણી— ૬

આજ મારા દીલમાં થાયે કાંઈ કાંઇ,
અલબેલા ઓઢાને જોતાં લોભાઇ..... ..... આજ.
મીઠી મુરત રહી આંખમાં સમાઇ.
પ્રીતીનું પાન કરી લેખું સવાઇ.......... ...આજ

હાંસીરાણી— ૭

પ્રેમની પ્યારી હું દાસી હુલાસી, ને આજ કરી ગયો ઓઢો ઉદાસી,

હાં હાં હાં હાં......................થઈ મુજ હાંસી

હજી માને તો, બનીશ દાસી,

નહિં તો કઢાવું કાં અપાવું ફાંશી.

હાં હાં હાં તો હું સાચીજ હાંસી..........

ઇચ્છાકુંવર-ટબો-સખીઓ ૮

સરખી સહીયર મળી ગીત રૂડાં ગાઇએ,

આવો લગનનો લ્હાવ લેવા લેવા. (૪)

આપણી બાઇના સ્વામી ઓઢાજી,

રૂપાળા કામદેવના જેવા જેવા. (૪)

મંડપમાં મન ભાવે તેવી,

લાગશે બહુ ધામ ધુમ થાવા થાવા. (૪)

લચપચતી લાપસી જોતાં જાનઈયા,

માંડશે ઉતાવળા ખુબ ખાવા ખાવા. (૪)

ટાચકા સાથે પરણે ટબી બાઇ,

બોલોને બાઈ સહુ ઠીક વાહવા વાહવા. (૪)

સૌઓ— ૯

ઝગરે મગીયાના જામા સીવડાવો.

લીલા ગજના વાઘા;

વાઘા વારીવારી પ્હેરોરે ટાચકા ભાઈ. (૨)

માતાના મન મોશે,

માતા મથુરી બાઇ આણી કોરે જોશે;

પેલી કોરે જોશે વળી વળી મો સામું જોશે,

હોથલ-હાકમસિંહ— ૧૦

હાકમ વીરા હરણાં નવ મારીએ રે
જગના સઉ જીવો પોતા સમ ધારીએ રે.
જે કાયાના પોષણ કારણ, જીવ અનેક સંહારે રે......જી
તે કાયા તો પડશે પલમાં, પાપ પુન્ય સંગ ચાલે રે...જી
હોથલ દેવી સમજણ એવી, જે જન મનમાં ધારે રે...જી
ભાણ ઉદય સુંદર સુખ થાતાં જય પામે સંસારે

હીરાકુંવર— ૧૧

મુને અપરાધ વિણ ના માર નાની બાળ હું
જગ કરનારનો ડર ધાર નિરાધાર હું
પુછશે સાહેબને દરબાર
જમનો જબરો પડશે માર એ વિચાર તું...ટેક૦
બંદગી માટે દીધો અવતાર
એ માલિકનો ઉપકાર ના વિસાર તું......ટેક૦

હાકમસિંહ-હીરાકુંવર— ૧૨

પ્યારી કહીને બોલાવો મને પ્રેમથી રે
અચાનક આવી રાજવી આંહી
લીધી બચાવી મુને રંગ છે રે.......
સુઘડ નાર દિલમાં ધાર ધિરજ સઉ સારૂં થાશે
પ્રીતમ પ્યાર જોઈ આધાર દાસી દિલના દુઃખ જાશે
દ્યો કોલ સુભટ પ્યાર લ્યો અલબેલી બાળા
પ્યારી તારી પ્રીતી સાચી લ્હાવા રંગ છે...સુઘડ૦

ઓઢાજી-ઇચ્છાકુંવર— ૧૩

મારા મોહન મુકી ઘો છેડો જાવા દો નહી બોલું

પ્રિયા પરાણે ઘુંઘપટ ખોલું
વ્હેરી લાલા આજ લાજ નહિ છોડું
સલુણી નીર તીર તરસ્યા નહિ રહેવાય
સભુણા તીર તજી નીર નહિ ભાગી જાય
ધિર ધરો મારા ભગવાન
મધુરી જા રાખી મારૂં માન
પા તું સુખે મીઠે મુખે પ્રીતી રસપાન

ઓઢોજી-હાસીરાણી— ૧૪
મુને લગની ઓઢા તારી લાગી તુને જોતાં પ્રીતી ઉર જાગી
મુકી દે લવારી દુરાચારી નારી (૨)......લગની
રાણી કસ્તુરી ગણી પરણ્યો મારો ભ્રાત
પણ દુરગંધી ડુંગળી નિવડી તું કમજાત
સુગંધ કે દુરગંધને શું જાણે તું બાળ
ગુલાબ વેલી ગુણ ભરી લે તું લીજત લાલ
દુર થા તું અવિચારી ધીક ધીક વ્યભિચારી
આપે તું ધીકાર પણ આવે મુને પ્યાર...લગની૦

હોથીજી, હાંસી, ઓઢોજી—૧૫
ધીક ધીક દુરાચારી ભાઈ તુંને
વિણ અપરાધે તજે ભાઇ મુને
ક્રુર નારી છે આ ભારી
જા જા મુકી દે લવારી ખુમારીને......ધીક૦
ભામનીને રે ભરોંસે કઈક ભુલે કઇક ડુલે
લુચા તમે...કહીએ અમે...છો લાખ વાર
જુઠાને કોણ માને પસ્તાશો...કાચા કાને

ચુપ થાને દુર જાને ..તેં ભમાવ્યા ભલાને...ધીક.

વાયદો, ભોજો— ૧૬

ઘડું તારો ઘાટ ભોજા ભાટ હવે દોસ્તી ગઇ,
તારે ને મારે દોસ્તી ગઇ...(૨).
કરી ધોળે દી લુંટ,
થાવી છે માથાકુટ,
ખતા ખાશે અખુટ,
ભલેને માથું કુટ.
ઝટ ચુકાવી દે વાયદો,
દબાવે નહિ કાઢીશ તું ફાયદો.
જા જા જડશે જોડા,
ચુપ કર તું બોલા
પુરા ચુકાવું કબાલા ઠગારા ધુતારા.
વળી તે માથે લહું વ્યાજ........

એમાટો, ઇરજા, દાસ વર્ગ— ૧૭

સુંદર દરશન કરવાને તલપી રહે શું મળવાને...
જન મન આનંદ ભરવાને વ્હેલા આવજો....
વ્હાલા ઓઢાજી રાજ વ્હેલા આવજો...
કરવા રૂપાળાં કાજ વ્હેલા આવજો...
રામ ભરૂસો રાખો સરવે કારજ કારજ સરવાને...
પ્રણામ છે પ્રેમી જન કહીએ ધીરજ ધરવાને...
જન મન આનંદ ભરવાને વ્હેલા આવજો...

અંક પહેલો સમાપ્ત. ઈમસો.

## અંક ૨ જો

હાકમસિંહ, હીરાકુંવર— ૧૮

લગાડી મોહની ભારી, બનાવી પ્રેમથી પ્યારી.
રસીલી આંખ આ તારી, ઇસારે મોહ કરનારી,
દીએ તું દોષ કાં ખાલી, મોહના મંત્ર ભણનારી,
કટારી પ્રેમની મારી, કરૂં ફરીઆદ પોકારી,
ચતુરાં ચુપ કર વ્હાલી, બંને ઘાયલ થયાં ભારી,
રૂઝાવો ઘા તમે નારી, લગાડી રામરસ પ્યારો...લગાડી.

વીશળદેવ, વાસના,
ઓઝેજી, ઈચ્છાકુંવર— ૧૯

રંગ રૂપમાં રંભા જેવી દીલમાં કઠણ અપાર,
કામની સત કોટી ધીઃકાર કામની સત કોટી ધીઃકાર.
ગરમ પાણીથી ઘર નહિ બળશે, વડીલ તજો તકરાર....
............વીનવીએ વડીલ તજો તકરાર...................
મીઠું બોલી ખાશે ફોલી આવા જન વાચાળ.............
............................જગતમાં આવા જન વાચાળ
બસ કર તારી બંધ લવારી શું સમજે તું સાર........
...........ધરમને શું સમજે તુ સાર............રંગ.
જે બકરી જાતીમાં જોઇએ તે સિંહને દરબાર...........
......પ્રભુ ડર ધારી પતિવ્રત પાળી, સફળ કરે સંસાર...
...........નાર એ નર ઘરનો શણગાર...........રંગ.

દરબારી વારાંગનાઓ— ૨૦

રાજા હાકમસિંહ રાજ કરો કોટી વર્ષ

પામે પ્રજા જન પુર્ણું હર્ષ.........
હો વિજય સદા વિજય.............રાજા
દેવ દરબાર સમ, આઠે જામ ધામધુમ.
થા...યે. ગા...યે, પ્રે...મે, પ્યારા...જન હરધમ...રાજા૦
ધીકટ ધીકટ ધુમી કીટ ધીતા કીટ
કીટી તક દીધી ગીન ધાધા......(૩)......રાજા૦
ઓઢાજી, ઇચ્છાકુંવર— ૨૧
વિભુ વિભુ સુખે તમને સમર મહિ.
વિજય અપાવો વ્હાલા, થાઉં સુભાગી દાસી,
સુખ ભંડાર, તુ સતી નાર, સુરવીર હું,
કર કાંઇ ફીકર નહિ.... ... ... ... ટેક૦
તન મન ધને, પ્રીય ધર્મ જેને,
સત્ય દેવ કરે સહાય સદા તેને,
પ્રીતમ પધારો આજ, કરો ધર્મનું કાજ
જપી નાથ નામ સુખે રહીશ અહીં....ટેક૦
પ્રભુ ભજતાં જોબન ગયું ધન ગયું દેતાં દાન.
પ્રાણ ગયા સમરાંગણે, ત્રણે ગયાં ન જાણુ...ટેક૦
ઓઢા, હોથલ (એકલમલ)—૨૨
વાહ વાહ પ્રેમી પુરા બળવાન છે:,
જોયા જેવા સુભાગી જુવાન છો;
અરે હાં.......................બધી દુનિયામાં દીઠા૦
એકલમલના સાચા..............
ઓઢા મિત્ર સુજાણ................
સંગતને રંગે શોભાવજો... ....

ચેરા આ ચમકે છે, દીલ જોઇ દમકે છે,
વાર વાર પ્યારથી.
ગોરા ગાલો ને આંખો, અણીયારી, તમારી,
અપાર...સાર...નવ...પુરૂષ અવતાર છો...વાહ૦
અરે હાં...................
સંગતને રંગે શોભાવજો...મહેરબાન,
પ્રીતીને પુરી નીભાવજો......વાહરે વાહ૦
સુખભાણુ છો, પ્રેમ ખાણ છો,
ચાલો ચાલો દોસ્ત મળી કરીએ સફળ કામ...વાહ૦

ઇચ્છાકુંવર— ૨૩

પ્રાણ થકી તુજ પ્યારીરે ઓઢા તેં શું વિસારીરે.
દઇ દીલાસો ભારીરે ભ્રમર ગયો કઇ વાડીરે......
હું કમળના પ્રીત પરાગને મેલી,
ભોળા ભમરા અવર ગમી રસ વેલી,
જો કરે કીરતાર રે....મુને...પાંખથી ઉડનાર રે
તો વેગે ગોતી ભેટ લહું તારી............ટેક૦

ઇચ્છાકુંવર— ૨૪

પ્રાણ પ્યારા તારા નામની જપું માળા (૨)
હૃદય મંદીર રાખી મુર્તી રસીલી વ્હાલા......પ્રાણ૦
નહોતું જાણ્યું મેં નાથ રહેશો તમે ન્યારા,
છોડી અકેલી દીન દારા ...
રામ એક આધારે હવે તો મારા.....પ્રાણ૦

ઓઢોજી, હોથલ— ૨૫

આવો આવો શ્યામ સુંદર, આજ થયા સ્વામી મારા,

પુજું પુજું પાય ચતુર, આપના સુભાગી પ્યારા,
પ્રણુ પ્રેમના પ્યાલા, પીઉ રહી સંગ તારા,
ધન ધન ભાગ્ય મારાં, પામ્યો દીલદાર દારા,
લગન કરી રૂપાળાં લગન લગાડી લાલા,
મગન બનાવી વ્હાલા, નહિ કદી રહેશો ન્યારા...આજ૦
જો આપણા જેવાં બને, પ્રેમી નર ને નાર,
રામ દયા રાખે સદા, સુખ પામે સંસાર........ટેક૦

હાથીજી, હાંસી, વાસના, ટળી—૨૬
આ અમૃતવેલી મેલી, નહિ ચાહું તું વિષ વેલી,
મેં ભોળે ભુલ કરેલી રસ વીણ તુજને ચાહેલી,
આવી મળી રસની રેલી, હવે કેમ દઉં હડસેલી,
પરનારી સાથે પ્રીતી, એ છોડો છેક અનીતી
ક્રોધે અમૃત નહિ વિષ થાયે જા રાજન મેલી ધુતી.
રાજન આ દીલ હવેલી, રંગે રમશે સુખ કેલી,
શું જાણું આખર ખીસખોલી, સાકરના રસને ઘેલી.

અંક બીજો સમાપ્ત. ટેબલો.

## અંક ત્રીજો.

હાથલ— ૨૭
કેવો કઠણ કળીકાળ, મરજી મુજબ સહુ ચાલે,
નહિ ધર્મની દરકાર વૈભવ ખોટા મ્હાલે,
જોગી જનો ધનધામ સંભાળે, પતિવૃત નારી કોઇ કોઇ પાળે,
વિધવાઓ ભારે શણગાર સુંદર ધારે...........
...........નર વાનર રોજ રઝાડે—ટેક૦

પાપ કરે અવતાર બગાડે શોક વિયોગ સહે સંસારે,
કૌતક ભારે જોઇ ત્રાસ બહુ મન મારે.
........ત્રીકમ છું શરણે તારેરે—ટેક૦

(આકાશ વાણી) ૨૮
સાખી-દેવી મુજ દરશન થશે, હરણ તીમીર સસાર,
તુજ મનની ઇચ્છા બધી સફળ થશે તે વાર.

ઓઢો, હોથલ— ૨૯
છોડી દીલ મમતા, ઓઢા કરીએ ભજન,
સમતા રાખી પહોંચશું, આપણ અસલ વતન (૩)—ટેક૦
બ્રહ્મ સુરજથી જીવ કીરણ સઉ, લાખ ચોરાશી ઘટ વસીયા.
રસીયા ફસીઆ લાલચે, ખોટાં કરે રે ચમન (૩)—ટેક૦
ખડમાકડી ત્રણ બદલાવે તેમ દેહ કરણી સમ ધરતા,
ડરતા ફરતા કાળથી જુઠાં કરે રે જતન (૩) ટેક
હોથલ હરિના દાસ તણી હું દાસ બની કરૂં વિનતી
ભક્તિ કરતાં ભાવથી ભેટે ભાણ જીવન
વાહવા પામ્યો દરશન ભાવે હરિ દરશન......ટેક

ઓઢો-હોથલ-પ્રચ્છા— ૩૦
ચાલો ચાલો પીયુજી જમો પ્રીત પકવાન
આજ ભેટયા અમો રંકને ભગવાન
દીએ સોનાનાં દાન તેને મળે સ્વર્ગ માન
ધરે ભક્તિમાં ધ્યાન મળે ત્રીભુવનમાં માન
સર્વ વાતે પુરા સ્વામી અમારા
આનંદ પામું છું સંગે તમારા
પ્રીતનાં કરીને પાન...........
સદા રહો ગુલતાન...........

ચંદા, વૃંદા, સખીઓ— ૩૧

સાહેબાજીરે આવ્યા સખી આજ મારા બાગમાં
...........લીલા લવીંગડા વાવશુંજીરે......ટેક૦
વાવશુંજીરે વાડીના વડ હેઠરે
...........લીલા લવીંગડા વાવશુંજીરે......ટેક૦
ઉતારા દેશું ઓરડાજીરે દાતણુ દેશું દાડમી જીરે
સોના રૂપાની કુડીયુંજીરે નીર ભરી ન્હાવા આપશુંરે ..ટેક.
ઘેવરીઓ કંસાર ભાણે ભરીને પ્રીતમને પ્રેમ જમાડશુંજીરે
પચાસ પાન સોપારી ધરીને મુખવાસ એલચી આપશુંજીરે
હેમના પલંગે હૈડે દબાવીને પ્રીતમને પોઢવા આપશુંજીરે
રાત અજવાળી રૂડી પુનમની રસીયાને રંગે રીઝાવશુંજીરે

જેસલ, ચંદા, જબરા, વૃંદા— ૩૨

આજ વાંધો પતાવો ચતુર વ્હાલા
ત્યારે તમથી અમો બોલશું લાલા
નર નારમાં કોણ શ્રેષ્ટ છે,
ઘર કાર્યમાં નાર શ્રેષ્ટ છે,
જગ વ્હેવારમાં નર શ્રેષ્ટ છે,
એતે સરખે સરખાં થયાં એમાં ઉત્તમ કોણ ગણાય
એક વાતે નાર શ્રેષ્ટ જેથી રતન પુરૂષ થાય
અરે વાહવાજી વાહવાજી સાહેબા સલુણાજી
સમજો છો સર્વ પુરા છો સુજાણ...........
(હજુ બોલો કંઈ બોલો).

શું નહિ અબલા કરી શકે શું ન સમુદ્ર સમાય
શું નહિ અગ્નિમાં બળે શું ન કાલ જગ ખાય
સુત નવ અબલા કરી શકે મન ન સમુદ્ર સમાય
કીર્તી ન અગ્નિમાં બળે ધર્મ કાલ નવ ખાય

હવે વાંધો પતાવી લીધાં છે મનાવી
પ્રીતીમાં ફસાઇ કરો પ્રીત પાન

ચંદા, વૃંદ., હોથલ, ઇચ્છા— ૩૩

સાસુજી પગ સેવા કરશું લેવા સુંદર મેવા
લેવા સુંદર મેવા હરધમ દીલમાં રાજી રહેવા
દેવી દુનિયામાં છો આવ્યાં દિન જન તારી દેવા
આપ કુંવર છો નાથ અમારા ઇંદ્રાણી વર જેવા..
અમૃત જેવા બોલો લાગે સુણતા કાને એવા
રામ દયાથી પુત્ર પ્રેમદા મલશે મોંઘા મેવા......

જેસલ, ચંદા, જખરા, વૃંદા—૩૪

સાહેબાજી રે રૂડા ઉતારા આપો,
પંખી અમે પરદેશના જીરે........
આવીયાં જીરે ચાખવા પ્રેમની શાખો
આજે તમારા દેશમાં જીરે.........
આ ભવ રસ ભર ફલને પામી
ભવ ભવ લેવા આવશું જીરે
દેશ અમારો રસભર આખો રસના પ્યાલા પાશું જીરે
રશીયા રાજી થાશું જીરે ગુણ પ્રભુના ગાશું જીરે...સા૦

હોથીજી— ૩૫

રાણી તેં લજાવી આખર જાતી નારીને
જાણી મેં ધરમી પ્રથમ તું ધુતારીને
એક નારી એવી થાય જગતને તારી જાય
એક નારી બતાવે નરક બારીને
હજારો ધીકાર તારા જેવી એવી નારી નેટ...
ભુલમાં મને ભમાવ્યો ભાઇ ઓઢાને તજાવ્યો

વિના વાંકે ગયો ઘરમાં દુભાઇને
હવે હરિ મેલાવે તો મળું પ્યારા ભાઇને

વિશળદેવ, વાસના— ૩૬

મુને તપતીને તાવી છાના છાના આવી
ભુલાવી બનાવી સતાવી તમે........
શુદ્ધ સોનું સોનાર ભલે તાવે લાખ વાર
તોય ચોખું તે ચોખું દુનિયાને ગમે...
જેની પતિવૃતા નાર તેનો ધન્ય અવતાર
તારા જેવી ઘર લક્ષ્મી દુનિયાને ગમે

જેસલ, ચંદા, જખરો, વૃંદા—૩૮

રાજી રહીએ સંગતમાં રે, રસીયા રાજકુમાર છો
અબળાના આધાર છો હૈયા કેરા હાર છો
કામણ કીધાં લુંટી લીધાં દીલ હવે દીલદાર છો
શીર તણા સરદાર છો, ભાવદયા ભંડાર છો...અબ૦
ચાતુર ચંદા, મનહર વૃંદા નાજુક નમણાં નાર છો
સુંદરી સુખના સાર છો પ્રીતી પાલણહાર છો....અબ૦
હોથલ દેવી પધારશે આજ પોંખવા કાજ
મોઢે માગ્યું પામશું રામ દયા સુખ સાજ...ચાતુર૦

સર્વે પાત્રો— ૩૮

જય જય હોથલ દેવી સાચાં સુંદર સતી મણી
સૃષ્ટીમાં વિસ્તારી પ્રેમે કીરતી ઘણી.......જય૦
ધારી દ્રઢ ભક્તિ દીધા તારી બહુ જન આવી ધરણી
સુખ ભાણ ઉદય થયો પ્રભુ કૃપાથી પદમણી...જય૦

शांन्तिः शांन्तिः शांन्तिः

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કિંમતે રોકડેથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
| --- | --- |
| બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦—૨—૦ |
| શ્રી ભક્તિવિજય | ૦—૨—૦ |
| સુરેખા હરણ | ૦—૨—૦ |
| નાગર ભક્ત | ૦—૨—૦ |
| નીલમ માણેક | ૦—૨—૦ |
| મનહર—મેના | ૦—૨—૦ |
| યોગકન્યા | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી | ૦—૨—૦ |
| રજની—ચંદ્ર | ૦—૨—૦ |
| જોહરે શમશીર | ૦—૨—૦ |
| શ્રી જયમતી | ૦—૨—૦ |
| માતૃપીતૃ ભક્ત પુંડરીક | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૨—૦ |
| હોથલપદમણી | ૦—૨—૦ |
| જેસલતોરલ | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ | ૦—૨—૦ |
| ચંદ્ર પ્રભા | ૦—૨—૦ |
| પ્રવીણસાગર | ૦—૨—૦ |
| કનક—કેશરી | ૦—૨—૦ |
| પીપાભગત | ૦—૨—૦ |
| રાજલીલા | ૦—૨—૦ |